॥ ॐ ॥

॥ श्री परमात्मने नमः ॥

# નર પિશાચ

## નાટકનાં ગાયનો તથા ટુંકસાર.

ક્રુર કૃત્યા કરવા તાંગા, ન મન અભિલાષ
નર દેહે તે અવતર્યા, પામે નર પિશાચ

## સરસ્વતિ નાટક સમાજ માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**વાડીલાલ હરગોવનદાસ શાહ.**

માલેક—શ્રી સરસ્વતિ નાટક સમાજ

સુરત, બાગાતળાવ "શહેર" પ્રિન્ટીગ પ્રેસમા
પ્રિન્ટીગ પ્રેસ. કીંમત [illegible] નભદાસે છાપી

કીંમત. રૂા. ૦-૨-૦

॥ ॐ શ્રી ॥

# નરપિશાચ

નાટકનાં ગાયનો અને ટુંકસાર.



ક્રુર કૃત્ય કરવા તણો, જેને મન અભિલાષ,
નર દેહે તે અવતર્યો, પામર નરપિશાચ.




પ્રયોજક,

માસ્તર ખંડેરાવ માનાજી પવાર.





શ્રી સરસ્વતી નાટક સમાજ માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર.

વાડીલાલ હરગોવનદાસ શાહ.

માલેક, શ્રી સરસ્વતી નાટક સમાજ.

હાલ મુકામ-સુરત, પ્રિન્સેસ થીએટર





આવૃત્તિ ૧લી　　　　　　　　　　　　પ્રત ૨૦૦૦

સુરત, ભાગાતળાવ રોડપર આવેલા
ધી "રાંદેર" પ્રિન્ટીગ પ્રેસમા રતિલાલ દુર્લભદાસે છાપી


કીંમત ૦-૨-૦.

# નર પિશાચ ખેલનાં મુખ્ય પાત્રો.



## પુરૂષ પાત્રો.



કાળસિંહ... ... ...પતનપુરીનો નવો રાજા.
સુમતિસેન... ... ...પતનપુરીના મૂળરાજા સુભટસેનનો કુમાર.
ધર્મસિંહ... ... ..મણિપુરનો રાજા અને કાળસિંહનો ભાઇ.
રણવીરસિંહ . ...કાળસિંહનો સેનાપતિ.
રામસિંહ... ... ...કાળસિંહનો સરદાર.
વનુભા .. .. ...ધર્મસિંહનો કુમાર.
રૂપસિંહ . ... .. કાળસિંહનો ખડીયો રાજા.
મોતીશેઠ... ...બહેરો વણિક ગૃહસ્થ.
મનહર ... .. મંજુલાનો ભવિષ્યનો પતિ
મણીયો . ..મોતીશેઠનો નોકર.
સિપાઇ, દરબારીઓ, સરદાર વગેરે.



## સ્ત્રી પાત્રો.



રસિકા . ... ... .. કાળસિંહની પુત્રી.
રમાદેવી . ... ... . કાળસિંહની રાણી
માયાદેવી... ... ...ધર્મસિંહની રાણી.
મંજુલા .. ... ... .. મોતીશેઠની છોકરી.
દાસીઓ, સખીઓ, વારાંગનાઓ વગેરે

ૐ

**શ્રી હરિ !**

# નર પિશાચ નાટકનો ટુંકસાર.

## અંક પહેલો.

### મંગળાચરણ અને વસ્તુસૂચન.

**પ્રવેશ ૧-કાળસિંહનો મહેલ.** પતનપુરીના રાજા કાળસિંહને ત્યાં ઉછેરેલો શત્રુપુત્ર સુમતિસેન, પોતાના પિતાની ગાદી બથાવી પડનાર કાળસિંહને પાછી વચ્ચે આવતાં તેના આગલા કૃત્યોથી ઓળખે છે, અને તેના પાપાચારથી ઉશ્કેરાય છે. કાળસિંહની પુત્રી રસિકા આવી સુમતિસેનને મળે છે સુમતિસેન રાજ્યમાંથી જવાની માગણી કરે છે રસિકા પોતાની ઉપર પ્રેમ કાયમ રાખવા માગણી કરે છે એટલામાં કાળસિંહ પોતાના સરદાર સાથે ખડીયા રાજ બાબત વાત કરતો આવે છે સુમતિસેન સાથેની વાતમાં ઉશ્કેરાયેલો જણાવાથી કાળસિંહ તેને રવાના કરે છે કાળસિંહ ઝનુન તેના પર સવાર થાય છે કેદી રૂપસિંહ હાજર થાય છે. તેનું શિર કપાય છે એટલે સુમતિસેન આવી તેના ખુની કૃત્ય માટે ધિક્કારે છે. નર પિશાચ કાળસિંહ સુમતિને કેદ કરાવી બીજે દિવસે રાજન મારવાનું ફરમાવે છે

**પ્રવેશ ૨–મોતીશેઠનું ઘર.** બાપના દુરાગ્રહે કુંવારી રહેલી મંજુલા, પોતાના બહેરા બાપ મોતીશેઠ માટે સંતાપ કરે છે મણીયો નોકર પણ પોતાના બહેરા શેઠ માટે બબડે છે મોતીશેઠ પરણવાની ઉતાવળ કરતી છોકરીને સખત ઠપકો આપી જાય છે મંજુલા પોતાના એક મનહર આશક સાથે આનંદ કરે છે.

**પ્રવેશ ૩–રસિકાનો મહેલ.** રસિકા પોતાના સુમતિસેનને કેદ પકડાએલો જાણી સંતાપ કરે છે. તેની માતા રમાદેવી સમજાવે છે કાળસિંહ આવી, પુત્રીને સુમતિસેન માટે દિલગીર થએલી જાણે છે. તેથી તેના મહેલ પર પહેરો મુકાવી જાય છે રસિકાના પક્ષમાં રામસિંહ સરદાર આવવાથી તેને સુમતિસેનના બચાવ માટે મોકલે છે અને પોતે પણ બચાવવા નીકળી પડે છે.

**પ્રવેશ ૪–જેલ.** સિપાઈ સુમતિસેન પર ખીજવાઈ તેના પગમાં ગોળી બહાર કરે છે રસિકા રામસિંહ સાથે આવી સુમતિસેનને નસાડી મુકે છે કાળસિંહ આવી રામસિંહને મારવાની તૈયારી કરે છે સુમતિસેન પહાડ ઉપરથી ગોળી બહાર કરે છે.

**પ્રવેશ ૫–મોતીશેઠનું ઘર.** મંજુલા અને મનહર વચ્ચે વાતચીત. મોતીશેઠને આવતો જોઇ સંતાય છે મોતીશેઠની પોતાના બહેરાપણા માટે દિલગીરી અને તેના ઉપાયના વિચાર મનહર ડૉકટરનો વેશ લઈ મોતીશેઠને સમજાવી કામ કાઢી લેવા આવે છે મોતીશેઠ ઓળખી જઇ મનહરને સપડાવે છે મંજુલા આવી મનાવે છે

**પ્રવેશ ૬–રમાદેવીનો મહેલ.** રમાદેવી પોતાના જુલમી પતિના જુલ્માતને ધિક્કારે છે. કાળસિંહ તેને માટે રામસિંહ સરદા-

રનુ મસ્તક ભેટ મોકલે છે કાળસિંહ આવતા રમાદેવી તેના પગ વકરાય છે કાળસિંહ તેને કાઢી મૂકે છે સેનાપતિ રઘુવીરસિંહ આવી જુલમ કરતા અટકવાનુ કહે છે કાળસિંહ માનતો નથી. સેનાપતિ પોતાની સરદારી તજી જાય છે.

**પ્રવેશ ૭–જંગલ.** ધર્મસિંહ શિકાર માટ નીકળેલ છે આરામ લે છે. અજગર આવી તેને ગળવા જાય છે સુમતિમેન આવી ચઢી તે અજગરનો નાશ કરે છે. ધર્મસિંહ અને સુમતિમેનનો મેળાપ. પરસ્પર ઓળખાણ. ધર્મસિંહ તેને પોતાના નગરમા લઇ જાય છે

**પ્રવેશ ૮–સમર ભુમી.** ધર્મસિંહ પાસેથી સુમતિમેનને લેવા કાળસિંહ યુધ્ધ કરે છે ધર્મસિંહ પોતાની રાણી માયાદેવી અને કુવર વનુભાને એકાત જંગલમા લઇ જવા સુમતિમેનને સોપે છે નછુટકા સ્વીકારી જાય છે. કાળસિંહનો સરદાર આવી ધર્મસિંહને કેદ કરે છે

—ટેબ્લો.—



# અંક બીજો.



**પ્રવેશ ૧–છાવણી.** કાળસિંહ પોતાના કેદી ભાઈ ધર્મસિંહને બોલાવે છે સુમતિસેનને સોંપવા કહે છે પરંતુ માનતો નથી. કાળસિંહ, સુમતિને તથા રાણી માયાદેવી અને વનુભાને ગમે ત્યાંથી ખોળી પકડી લાવવા સિપાઇઓ મોકલે છે અને ધર્મસિંહને ભારે બેડીનો ભાર નાખે છે

**પ્રવેશ ૨–મોતીશેઠનું ઘર.** મનહરની વાટ જોતી મંજુલા મોતીશેઠ અને મણીયા વચ્ચે વાતચીત. વાડીમાં બંદુકના અવાજ સંભળાતા મણીયો દોડે છે. અને મનહરને પકડી લાવે છે મનહરને ગટ પર સોંપવા માંડે છે પણ જાણી જોઇને બહેરા થએલા મનહરને મોતીશેઠ બહેરો જાણતા પોતાને મન માનતો જમાઈ મળ્યો એમ માની આનંદ આનંદ થાય છે એટલામાં કોઇ આવ્યાના સમાચાર મળ્યાથી શેઠ જાય છે મંજુલાને મન માનતા મનહર મળવાના તેનો આનંદ

**પ્રવેશ ૩–જંગલ.** સુમતિસેન, રાણી માયાદેવી તથા વનુભાને સાંત્વન આપે છે તેમને ઝુંપડામાં મુકી ફળ લેવા જાય છે. એટલે કાળસિંહના સિપાઇ શોધતા શોધતા ત્યાં આવી ચડે છે માયાદેવી ને વનુભા પકડાય છે, પરંતુ એ સિપાઇ માયાદેવીના પક્ષમાં જનાથી ધવાય છે સિપાઇઓ બંને મા દીકરાને પકડી જાય છે.

**પ્રવેશ ૪-જંગલનો રસ્તો.** સેનાપતિ રણવીરસિંહ અને સુમતિસેનનો અનાયાસે મેળાપ સુમતિ પોતાની ગેરહાજરીમાં બનેલો બનાવ સેનાપતિને જાહેર કરે છે. બને છોડાવવા જાય છે.

**પ્રવેશ ૫-જેલ.** રસિકા, કેદ થએલા ધર્મસિંહને યુકિતથી છોડાવી જાય છે ખબર પડતાં કાળસિંહ આવી પહેરેગીરને સપડાવે છે. અને બંદુકથી ઠાર કરે છે

**પ્રવેશ ૬-મોતીશેઠનું ઘર.** મંજુલાને મનહર લગ્ન થવાની તૈયારીના આનંદમા મોતીશેઠ બહેરા મટી સાંભળતા થયા મંજુલા મનહર સબંધી વાત કાઢે છે મોતીશેઠ હવે તે બહેરા મનહરને જમાઇ કરવા ના પાડે છે. મોતીશેઠ અને મંજુલા વચ્ચે રકઝક.

**પ્રવેશ ૭-વધસ્થાન.** કાળસિંહ કેદી થએલી રાણી અને કુંવર વનુભાને બોલાવે છે સતાવે છે, સુમતિસેન અને સેનાપતિ આવી લડે છે સેનાપતિ ઘાયલ થાય છે સુમતિની પિસ્તોલ કાળસિંહના પગ પર વાગવાથી તે પડે છે અને સુમતિસેન, માયાદેવી તથા વનુભા નાસી છુટે છે.

**—ટેબ્લો.—**



# અંક ત્રીજો.



**પ્રવેશ ૧–જંગલનો રસ્તો.** ધર્મસિંહ અને રસિકાની ઉદાસી તેમને સુમતિસેન, માયાદેવી અને વનુબા મળે છે. રસિકાનો આભાર માનવો સુમતિ કાળસિંહ ઉપર રાજ્યનાશ કની માંગણી બાબત સીપાઈ મોકલી જાહેર કરે છે. સેનાપતિ રણવીર આવે છે અને કાળસિંહના તમામ સરદારો અને પ્રજાને પોતાના પક્ષમા લીધાના સમાચાર લાવે છે પતનપુરીનો સરદાર વર્ગ, સુમતિસેનને રાજા કરવાની તરફેણમા તે વાત પણ જણાવે છે સુમતિસેન સૌ કાળસિંહને પદભ્રષ્ટ કરવા જાય છે

**પ્રવેશ ૨–કાળસિંહની કચેરી.** સુમતિસેનનો સિપાઈ પત્ર લાવતા તેને કાળસિંહ ઠાર કરે છે. ગણી આ કેદથી કાળસિંહની સામે થય છે નર પિશાચ તેને ઠાર કરે છે.

**પ્રવેશ ૩–મોતીશેઠનું ઘર.** મોતીશેઠ મનહરને જમાઈ કરવા ના પાડે છે તેની દિલગીરી મનહર તેને શાન પડે છે મોતીશેઠ અને મણીઓ આવે છે મોતીશેઠ મણીઆને અને મનહરને કાઢી મૂકવા તૈયાર થય છે અને તમામ ઘોટાળો ખુલ્લો થાય છે. મોતીશેઠ માને છે અને મંજુલા તથા મનહરને પરણાવે છે.

**પ્રવેશ ૪–એકાંત ભુવન.** રસિકાની સખીઓ અને રસિકા વચ્ચે વાણી વિનોદ રસિકા અને સુમતિસેનનો પ્રેમ

**પ્રવેશ ૫—કાળસિંહનો** દરબાર. સેનાપતિ અને સુમતિસેન તથા ધર્મસિંહનું ઓચિંતુ દરબારમાં ધસી આવવુ કાળસિંહ કબજ. કાળસિંહનો પસ્તાવો સુમતિસેનને ગાદી આપવી અને પોતાની પુત્રી-રસિકા સાથે હસ્ત મેળાપ કરાવવો. આનંદ.

શાંતિ: શાંતિ: શાંતિ:

# સમાપ્ત.



॥ ॐ શ્રી ॥

# નર પિશાચ નાટકના ગાયનો.

—✱✿◯✿✱—

## મંગળાચરણ.

સુત્રધાર-બાળાઓ— १

સુંદર શ્રી મોરારિ નટવર
ભવ ભય હર જનના
હે ગીરધારી સેવા તારી
મંગળકારી શુભ નવનીત શી પ્યારી—સુંદર૦
આહુથી ગજ ઉગારી હૃદય પ્રેમ ભરી
શરણુ લીધો નિમિષમાં
કદર તેં સેવાની જાણી
તાપ અમાપ હરી શાંન્તિ શાંન્તિ કર
જનન મરણુ વિપદ હરણુ !
રાખ સદાયે ચરણે— સુંદર૦

નટીઓ— २

હાંરે શું થી જુલમની જાળ બને કાળ વિકરાળ
કેમ દીનના દયાળ દીલ સાંખશે,

ભુંડા જનની ભુંડાઇ વેરી નાખશે
ભલા જનને સદાય સાથ રાખશે—હાંરે ગુંથી.
ક્રૂર કશ્યપ કુમાર હણ્યા કેરથી
નીચ કીચક ચિરાય ઝેરૂ વેરથી
પાપી અંતે પીડાય કુડાં કર્મો ઉભરાય,
ખરસાણી વાવીને મીઠા ફળ ના ચાખશે—હારે ગુંથી

રસિકા-સુમતી— ૩

પૂરી આ પંખીણી રસીયા ના વિસારશો.
પ્રીતલડી નાવલીયા ના ઉતારશો— પૂરી.

સાખી.

વિસરૂં ના પ્રેમી પંખીણી પ્રીતિ
ફુદીએ રમી છબી રસીલી મીઠી
પ્રીત પૂજારી થવું શાણાની રીતિ
સુંદર સરદાર મારા શરણે છે આ દીન દાસ
માનુની નવલ મધુરૂં જોર (૨)
ગુણી છો શૂરવીરો શિર મોર (૨) પૂરી.

મંજુલા— ૪

કોઈ અલબેલો અણસારે તેડી
હું ચાલી તે મેડી, કામણ કરી મને છેડી
મૂકો આ વરણાગી, આ છેડા ના છેડા— કોઈ૦

ખુલે ગુલેજાર, અંગોની બહાર, તમે લઇ લેશો ના
મરમનો માર, વચનનો પ્રહાર, તમે કંઇ કેશો ના
ગાલોપર યાર, ચુંબન અપાર, મને કંઇ દેશો ના—કોઇ૦

મંજુલા-મનહર— ૫.

વાર વાર વારૂં મોજીલા હું
વાલા રસિલા લો માની તમારી આ નાર
રંગમાં દા’ડી મોજ ઉડાડી
ફરશું વાડી બેસીને ગાડી
બુઢ્ઢાને ન ગણનાર
કોણ કરે દરકાર— વાર વાર
સાનમાં તારી મોહ્યા હું નારી
બની મતવારી મટકામાં મારી
વાણી તાણી બલિહાર
જાઉં સદાયે નિસાર— વાર વાર.

રસિકા— ૬

હે નયન તારા, છો મારા પ્રિય પ્યારા
આ દારા, નીત તલપતી ભારી, નયન તારા—હે નયન૦
ચકોરી ચંદ્ર સ્વામી વિના મન મુઝાઈ
વિરહ હાળે મનડું સાલે
ચિત બાપડી બાળે નયન તારા— હે. નયન૦

પિયુજી રાત દી જપ્યા કરૂં માળા તમારી
જંખુ મનમાં દુઃખી મનમાં સદા મુરતી તમારી
મને લાગી રહી બસ દર્શની લગની તમારી
સદાની આપના ચરણુ તણી દાસી તમારી
ઈશિ ઈશ્વધારા પિયુ મારા દુખી ત્યારા
નવ કર તું અકારા પ્રાણુ મારા— હે નયન૦

રસિકા— ૭

હાયરે આફતમાંથી હરજી બચાવો મને
હરજી બચાવો મુને પ્રભુજી મુકાવો મને—હાયરે.

સાખી.

ક્રૂર પિતાના કેરથી દુખીયારી બની બાળ
પિતા નહિ એ માહરો પેલા ભવનો કાળ
હરજી બચાવો મને પ્રભુજી મુકાવો મને—હાયરે.

રસિકા— ૮

છોડાવું નાથને મુકાવું નાથને
જુલમીની જાળમાથી બચાવુ નાથને— ટેક૦.
કસાઈ કુશળ ધાડ ધર્મીને
એવા એ આ ઈશ લાગે તારા હાથને—મુકાવું૦
બનીને વીર બાળા છોડાવુ વાલા
દુઃખમાં રીબાતા એના સંગાથને— મુકાવું૦

**સુમતિ—** ૯

પળે પળે દુનિયા આ બદલાતી પડતી માનવ પર છાયા
પલમા રડાવે, ભિક્ષા મગાવે પલમા બનાવે મહારાયા–ટેક.
સિંહ સ્વછંદે વનમા ત્રાડે, વકરાઈ જન મારે ફાડે
બળિઆના બે ભાગ નિહાળી કાજી પણ નવ આવે આડે
રંક સદા રિબાયા— બદલાતી.

**સાખી.**

ગરીબ કેરી દીકરી ભાભી બધાની થઈ પડે .
શ્રીમંતની બેટી બધાની બેન સૌ મોએ ચડે
ફળ આપતા જે ઝાડ જનને તેજ પથરા ખાય છે
સુખડ સુગંધી આપતુ તે પાવકે પ્રજળાય છે—પળેપળે

**મંજુલા—** ૧૦

લાલ ચડી ચકડોળે મુજ શુ આનંદ લુટે
આનંદ લુંટે ને ઉમળકા છૂટે
કંચુકીની કસ તૂટે— લાલ૦
પ્રેમ તણા કંઈ ઝરણાં ફૂટે
પીતાં પ્યાસ ન ખૂટે— લાલ૦

**મંજુલા–મનહર**
**મણીયો–મોતીશેઠ** ૧૧

મૂકોને પિતાજી શોભે ન તમને
જાવા દયો બિચારો ગણુશે આભાર

છોડો આ વાર, આવું ન દ્વાર,
વાહ વાહ ઠીક ગમ્મત— મૂકોને૦
જારેજા નોકર દૂર ખસ મર દયા તો ધર,
હાયરે માડી મને બચાવ
વાવારે વાવા વાવારેવા
હું જાઉં હુ જાઉં છોડો હવે
હવે તું આવશે પરણુવા ?
જા હવે ખાલી સતાવ ન જા— વાવા૦

રણુવીરસીંહ— ૧૨

મુરખજન ક્રોધ કરી પસ્તાય
હું મારૂં હું મારૂં કરતાં કાળ તણે વશ થાય
ક્રોધ તણો પ્રતિ રોધ જનોને નિશ્ચે હણીને ખાય–મુરખ.

સુમતિ— ૧૩

વિધિએ લખ્યુ ફરનાર નથી તો શોક કરે શુ થાય
કર્મદશા પળવાર હસાવે તેજ ફરી દમી જાય—વિધિએ.
આખા જગમા દશા વિસીનુ વાદળ છે ફરનાર
કડવી મીઠી સૌ ઔષધિઓ પરમેશ્વર પાનાર—વિધિએ.
કુદરતની ઘટમાળ મહીં દુનિઆ આખી ગુંથાય
ચડતી પડતી ક્યા મટવાની, સૌ શિર આવી જાય—વિધિએ.



# અંક બીજો.



વારંગનાઓ— ૧૪

ગાઓ સાહેલી આજે વધાવો
ખુશાલી ખુશાલીરે— ગાઓ૦
સંગે હળીમળીને ગાઓ
રંગે ખૂબ ધૂમ મચાવો
લગાવો સંગીતની તાનો
રીઝાવો શાણા આ નરપતિને— ગાઓ૦

મંજુલા— ૧૫

મારૂં જોબનીયું છલકાય, મારા છેલ છબીલા આવો
હજી હું કુંવારી છું નાદાન કરતા નયન તણી કોઈ સાન.
જોઈને મોહતા ઈશ્કી જુવાન તેની મીઠી નીગાથી બચાવો—ટેક
હજી હું ભોળી ભાળી નાર ખાતી વાત વાતમાં હાર
ફસાવે મને પછી દીલદાર આવો મનહર કેમ સતાવો—મારૂં.

મંજુલા-મનહર
મણીયો— ૧૬

ખૂબ બની સુખની ઘડી આજની ના ભૂલાવાની
ઘણા દિવસોની દુઃખી દાઝ સમાવાની
ખુશીની રૂડી ઘડી ચોપડે લખાવાની

રહોતજ  વિજમાં હે બેન દક્ષણા અપાવાની
તને આપુ ઈનામી શાલ, આપુ નવો હાથ રૂમાલ,
સારી પાઘડી
પગે પાવડી
સારી લાકડી
ભેસ બાખડી
વાહ વાહ !
અંગે ઉમંગ ફેલાઈ રહ્યા.

છોકરીઓ—  ૧૭

ગુલકયારી ગુલકયારી ગુલકયારીરે
કેવી ખીલી ગુલકયારી
માહે ગિરધારી હારે માહે મોરારિ—  ગુલ.
વીણા વગાડે મોહ ઉપજાવેરે
તાનમા કાના સતાવેરે,
કેવા શોભે વનમાળી—  ગુલ.
ભર નીંદલડીમાં ભંગ પડાવેરે
સાનને સુધ વિસરાવેરે
કેવા શોભે વનમાળી—  ગુલ.

મંજુલા—  ૧૮

રત વીતી પાતળીઆની સંગ
મીઠી વાત કરી નાથ શું ઉમંગે—  રાત૦

મન વસી ગઈ મ[illegible] મુરત
સ્વપ્ન તુરત કળી મતિ થઈ ભંગ—રાત૦

**મંજુલા-મોતીશેઠ— ૧૯**

અરે બાપુજી આવા હઠીલા ના થાવ
આવી કાં છોડી તુ મારા કુળમા
જા તુ જા જા તુ જા ટળી જા નાદાન
બીજા માનુંના આજથી હુ વરને
નહિ માનુ હુ આપના ડરને
બોળે બાપને દાદાને ઘરને
ટળને (૨)
મરને (૨)
હાય હાય મા હું શુ કરૂ
વિખથી મરૂ



# અંક ૩ જો.

—❧⊙☙—

ચારંગનાઓ— ૨૦

રહો શિરતાજ વિરાજી
જગે વખણાઉ શૂરા નર રાય
ગાદી અવિચળ દિન દિન થાય
પ્રજા સદાયે આનંદ માય દિન ગુજારે
ગુણી ભૂપતિ પ્રજા કેરાં દુખો નિવારે
જનો વફાદાર આજ્ઞા પાળે
પાલક છો માલીક છો અમ શિર રાજાજી
રાજ તમ સુખદાયી મનાયે— રહો૦

મંજુલા-મનહર- } ૨૧
મોતીશેઠ-મણીયો- }

મનરંજન મનરંજન છે વાહ વાહ સૌના થયા પૂર્ણ કામ
આનંદનો પાર ન હવે તો પામીયાં મંગળ આરામ
તમામ મનઃ કામ અને સહુ વિશ્રામ
વિભુ કૃપાળ થઈ સૌ કામો પાર પાર ઊતારે
માનીએ હરિનો આભાર— મનરંજન.

સાહેલીઓ-રસિકા— ૨૬

હે સાહેલી મતવાલી જોબનની ખીલી લાલી
તું ભુલ ભુલ વિનાની મુર્ઝાય જો
સ્વામી વિના કયાં પ્રીતિ નિસારવી
ચિન્તા કોની અગાડી વીસારવી
વાલા વિનાની આ બાલા ઝુરાય જો

સાખી.

સખી મનના માનીતા વિના નહિ મન પામે ઉલ્લાસ જો
રહુ આઠે જામ હુ પ્રિય પતિ વિના તલપતી ઉદાસ જો.
રસભર મનહર વાડી કરમાઈ જાય સુ. ય.
માળી સજન વિના રિબાયજો— હે સાહેલી૦

રસિકા-સુમતિ-- ૨૩

વાલમજીરે મને વાતે વળગાડી
પ્રિતલડી હરિ ચાલ્યા જો
પિયુજી પ્રિતલડી હરી ચાલ્યા જો—વાલમજીરે.
પ્રેમનાં કુંજે રૂડા બીજ વાવ્યા
આશા તણાં તરૂ ફાલ્યાં જો
મધુરી આશા તણાં તરૂ ફાલ્યાં જો—વાલમજીરે.

નારંગનાઓ— ૨૪

કરશો દીલદાર ના ખોટી વરણાગી,
જાણી દાનત મેં આજ અપરાધી
જાવ મારગથી આ અવિચાર ત્યાગી— કરશો
સાસુ નણંદની કોઈ જોઈ જાશે.
આમ નાહાની શાને કરો કેડે લાગી— કરશો

સર્વ— ૨૫

અખંડિત આજે અંગ આનંદ
પડે ચડે દશા વડે
ગુરા નરો વિનયથી ધર્મને ચહાય
રાય કે રંક સૌ સુખી મહીતલ
ક્ષમા પીએ જલ
વિના ધરમ દ્દષ્ટિ જનો દુખી દુખી થાય
આ જીવન સાર નીતિ ભંડાર— અંગે

